# ઢોલ

આદિવાસી ચેતનાનું સામયિક

પંચમહાલી ભિલી

અંક ૩ : જૂન ૨૦૦૧



ઢોલ : આદિવાસી ચેતનાનું સામયિક
પંચમહાલી ભિલી : અંક ૩ : જૂન ૨૦૦૧

પ્રકાશક
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર
૬, યુનાઇટેડ એવન્યુ, દિનેશ મિલ પાસે,
વડોદરા-૩૯૦ ૦૦૭

મુદ્રક
આકાર ઑફસેટ
દાંડીયા બજાર, વડોદરા-૩૯૦ ૦૦૧

છાયાચિત્રો
જ્યોતિ ભટ્ટ, ચક્રધર સાસવડે, સુરમલ વહોનિયા

રેખાંકનો
વરસન રાઠવા, કમલેશ પ્રજાપતિ, સુભાષ ઈશાઈ

મૂલ્ય
પ્રતિ અંક રૂ.૧૫/-(+ રૂ.૫ જ્યાં જરૂરી હોય ત્યાં, ટપાલખર્ચ માટે)
વાર્ષિક લવાજમ રૂ.૩૦/-(ટપાલખર્ચસહ પ્રતિવર્ષ બે અંકો માટે)

લવાજમ સંપર્ક
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર, ૬,યુનાઇટેડ એવન્યુ, દિનેશ મિલ પાસે, વડોદરા-૩૯૦ ૦૦૭
સુરમલ વહોનિયા, શ્રી કસ્તુરબા ઉ. બુ. આશ્રમ શાળા, ઝાલોદ ૩૮૯૧૭૦, તા. ઝાલોદ જિ. દાહોદ

# અનુક્રમણિકા

# સંપાદકની કલમે

એ...

હાં

મ

ળો...,

'ઢોલ' વાગીગ્યોસે તીની ખબર દીહમાં અન પરદીહમાં પડી ગઈ સે. નાળા નાળા મલકના આદિવાસિયુંની રીતભાત 'ઢોલ'માં સપાય તી મજેની વાત સે. 'બાર ગામીં બુલી બદલાય'ઈ નિયાથી બુલી જુદી પડે પુણ હંસ્કૃતિ હરકી સે. આપડા દીહમાં બારતાંથી આવીન રાજ કરવાવાળાંની હંસ્કૃતિ અન ઉજળી કુમ વાળાંની હંસ્કૃતિના મેળથી આદિવાસિયુંની હંસ્કૃતિમાં ફીરફાર થાયો સે. નવું આવતું જાય ઈતરે જૂનું ભૂલાતું જાય. આદિવાસિયુંની ભણીલા ગણીલા સે તી પુતે આદિવાસિ કિવાડતાં હરમાય સે, સેરમાં જાંઈન રુકખ્યારાંની હાતી રે ઈતરે તીનાંની રીત ભાત પરમાણે વેવાર કરતા તીનાંન ભાળીન ગામડાંમાં પુણ બદલોઆયો. ઈનથું જૂનું ભૂલાયસે તીન સોપડામાં લખી લીવેનો વખત સે.

ઢોલની સોપડી વારતાં મજા પડહે ઈવો વિશ્વાસ સે, ઈ લુકનું કાંમ સે, ઈમાં બદાંનો હાત મળે ઈનો આનંદ સે, 'ઢોલ' વાસો અને વસાડો, ઈની સોપડી માં દિવોદ જિલ્લાના આદિવાસિ ભીલ પરજાની વાત સે. ઈ પરજાની વાત ઘણી લાંમી સે, ઈનાં ઘણાં સોપડાં લખાય તીમ સે, ઈની સોપડીમાં ભીલની વળખાંણ, રીતભાત, અન વેવારની વાત સે.

**પ્રા. સુરમલ વહોનિયા**
શ્રી કસ્તુરબા ઉ. બુ. આશ્રમ શાળા, ઝાલોદ
તા. ઝાલોદ જિ. દાહોદ પીન. ૩૮૯૧૭૦

# ભાસ્યા કેન્દર

અરુણા જોશી

ભાસ્યા કેન્દરની જાંણકારી એક મલકમાંથી બીજા મલકમાં થવા મંડી સે ઇતરે ઘણી જગા ઇપેર ઇની વાત ફેલાઇ સે. ગ્યા ડિસુમ્બર મઇનામાં ભાસ્યા કેન્દરની વાત મે કરી તી તીમાંનાં ઘણાં કાંમા હમણાં તાજાં સાલે સે. અન તીમાંનાં ઘણાંન ફાયદો થાયો સે.

તીજગોડ પાહેનાં નાળાં નાળાં ગાંમડાંના એકહો સાળીહ આત્મનિર્ભર ફળગ્યાંમાં તીનાંન મેરાં પડતી બેંકુમા રીતસરનાં બસત ખાતાં ખુલાડયાં સે. સો (છ) મઇનાંની બસતને આદારે જુગ્યે તી ટીમી જુગ્યે ઇતરું કરજ મળ્યું સે. ઝી કરજ મળ્યું તી ફળગ્યાના બદા સભ્યુન ભાગપાડીન વાટી આલ્યું સે. ખાસ વાત ઇવી સે કે આદિવાસિયુંએ કરજ વસુલાતની ટીમ હાસવી રાખીન ભાસ્યાનો વિશ્વાસ બેંક હમો હાસ્સો પાડયો સે, ઇનાંનો એકહો (૧૦૦) થી એકહો અન વીહ (૧૨૦) નો દર ઇનાંન માંમુલી લાગતો પુણ ૧૨ (બાર) ટકાંનુ વિવાજ ઇનાંન તાજું લાગતાં હરખાયલા આદિવાસિ ઇવી વદાર મંડળગ્યી બણાવવા તિયાર સે.

આજે નાંના નાંના જુથામાંથા પુતેની ઉપેજના વિસાણ હારુ મુટાં મુટાં સંગઠનું પુણ થાઇ રહ્યાં સે, નાંના પાગ્યા ઇપેર રુજગારી મળે તીન હારુ જલ્લા પંસાયતની ગરીબાઈની રીખા નીસાં જીવતા લુકાંની યુજનાનો લાભ લીવાઇ રહ્યો સે. ઘેર આંગણે થાતાં હાંયણાં ભાજી વીસીન અમથી નાંનહીક આવોકમાંથી આજ બૈરાંજાત પુણ પુતેનું ઘેર સલાડે સે.

ગઇ વખત ઝીની વાત થાઇતી તી આદિવાસિ કારીગરુંની સહકારી મંડળીવાળી વાત આદિવાસિયુંના ગળામાં ઉતરી સે, મંડળીની નોંદણી થાવેની તીયારી સે, ભાસ્યા કન્દરને લીદે મંડળીના સભાસદું દલ્લી, બીંગલુર, કલકતું, મદ્રાહ, ભોપાળ, અમદાવોદ, મુમઇ જીવાં ઠીકાણાંમાં પુતેની વળખાંણ સુડી રહ્યા સે. સરકારનાં લાગતાં વળગતાં ખાતાંય પુણ ઇનાંની અવલની નોદ લીદી સે. ગુજરાત રાજ્યુની ગુર્જરી અન ઇનથી પુણ મુટી કેન્દર સરકારના ટ્રાયફેડ (આદિવાસિયું હારુ બણીલી ભારત સરકારની સરકારી મંડળી) નો હાત ઇ મંડળી અન કામગીરીન માયો સે.

કારીગરુંની સહકારી મંડળી અન નાના બસતવાળા જુથમાંના વિશ્વાહથી ભાસ્યાકેન્દરે એક કાંમ હાથ ઘર્યું સે. આદિવાસિયું બદા ભીળા થાઇન મીનેત કરે, પાણી ભીગું કરે અન હળીમળીન વાપરે ઇવી યુજના ભાસ્યા કેન્દરના આદિવાસિ કાર્યકરુએ સલાવી સે. જીને માળી નામ આલ્યું સે. માળી ઇતરે બદાં આદિવાસિયુંના ઘેરાંની હામે આવેલ માલેડી કે ભીત વગરનો સાપરાવાળો નાંનો માંસડો. આદિવાસિ ઇની પુજા કરે સે, અન પવિત્રોર ગણે સે. વારતીવારી સૂલા, કુઠી અન હાતી હાત માળીની પુજા કરે સે. માળી યુજના હીઠળ 'પાંણી

સરકારી મંડળી' ઉભી કરવા અઇના આદિવાસિયુંએ મઇનામાં હિતેરેકથી વદાર મંડળગ્યી બણાવીન તીન હારુ રૂપગ્યા પુણ બેંકમાં ઉબતાળ જમા કરીન ધાર્યા કરતાં વદાર તાજું કામ કર્યું સે. લગબગ દકાળ કિવાય ઇવા કાળના વરહે આદિવાસિ કલ્યાણ કસેરીમાંથી પુણ કાંમ તાજું સાલે તીન હારુ કિતરુંક નાંણુ મળવેની બાંયધરી મળીતે વદારાની.

પાસલી વખત મેં ડીએનટી રેગ (DNT-RAG) નું લખ્યું તું, કિતરાક કેસ હાથ ઇપેર લીવેની અન તીની હમજ આલવી, હાતી હાતી ડીએનટી રેગ (DNT-RAG) એ બુધન સોપડી (મેગેઝિન) થુ હમાજમાં ખાસકરીન કાયદો ઘડનારા અન પાળનારા અમલદારુંમાં વિમોક્ત અન વિચરતી જનજાતિ હારુ સભાનતા લાવવેની કાંમગીરી સલાડીતી. ઇ સોપડીમાં અંગ્રેજુના રાજવખતમાં ઘડીલા આદિવાસિયુંના ગુનાના કાયદા (૧૮૭૧) નું અન આઝાદી પસી ઇ કાયદો રદ્દ થાઇગ્યો અન ઇની જગા ઇપેર આદતથી ગનેગારનો કાયદો (હેબિટ્યુઅલ ઓફેન્ડર્સ એક્ટ) આયો તીન હામે જુરદાર વાંદા લીવામાં આયા તા. ઇ કાયદાન વસ્યારી જાવા હારુ રાષ્ટ્રીય માનવ હક્ક આયોગ (નેશનલ હ્યૂમન રાઇટ્સ કમિશન) જુડી લાંબી લાંબી વાતીં ચાલુ રાખવામાં આવીતી અન આનોંદની વાત ઇવી સે કે માર્ચ બે હજારના વરહે ઇ કાયદો રદ્દ થાયો. વિમોક્ત અન વિચરતી જાતિની વહતી ધરાવતાં ગુજરાત, મહારાસ્ટ્ર, મધ્યુપરદેહ, રાજુસ્થાન, પંજાબ કર્ણાટકું, આંધ્રુપરદેહ અન પસિમ બંગાળ ઇ રાજ્યુમાંની સરકારને પુણ જાંણ કરદીદી સે. ઇ જાતિના ઉદારહારુ નવી યુજના બણાવવેનો હુકમ કર્યો ઇ જાતિયુંના ઇત્સામાં ઇ બણાવ હુનાની સઇથો લખાય તીવો સે.

આદિવાસિયુંનુ આરુગ્ય ઇમતે હારું કિવાય. કિમકે નાનાં સુરાંથી માંડીન ડાયાં(ઘરડાં) થાય તાં હુદા દખપડે તીવું કાંમપુણ કરે સે. ઇ રુજે રુજ કામ કરીન જીવે સે પુણ નવા જમાનાના યુગમાં એનેમિયા, ટીબી, સિલકોસિસ, પ્રટિન અન વિટામીનની ખાંમીથું થાતું કુપુષણ ઇવા યુગના ઇ અજાણતાં ભુગ બણે સે. ઇ બદાં કરતાં વદાર ખરાબ રુગ સિકલસેલ એનિમિયા સે ઇ આજ ફીલાઇ રહ્યો સે, અન આદિવાસિયુના જીવોનમાં ખતરાવાળો સે, આજદન હુદો નથી મટતો ઇવો જીનેટીક(જનીન સંબંધ) સે. જો જુઈ જાળવીન લગન સંબંધુંની જુડવામાં આવે તર બદી પીડગ્યાંમાં વદતો જઈન આખા હમાજની આવરદા ઘટાડી નાખે અન ક્યારેક હમાજપુણ મટાડનાખે તીમ સે. ઇ યુગની વાત ઇના વિહતારમાં હાથ ઇપેર લીનારું કુઇ નથી. ભાસ્યા કેન્દરનું 'પ્રકૃતિ'ટ્રસ્ટસે તીને ઇ રુગ ની વાત હાથમાં લીદીસે દીહ પરદીહના જાંણકારુ અન તપાહકરનારાંન એક હાતી લાવવેનું કાંમ કરે સે. બીજે પાહે લુકાંના લુઇની તપાહ રુગી/વાહક/નિરુગી સે ઇવા કીયાડ વેસણી અન રુગીની કાળજી લીવેનો અન તરત સારવાર મળી જાય ઇ પરમાંણેનો કાર્યક્રમ સાલુ કર્યો સે. આદિવાસિયુમાં ખાસ કરીન બૈરાંજાત અન નાંનાં સુરાંની સારવાર પુણ ધ્યાન ઇપેર લીવી પડહે.

ગ્યા વરહના ભાસ્યા કેન્દરના લખાણમાં ભાષાના પરકાશનની વાત કરી તી 'ઢોલ' ઇનો પાગ્યો સે ઇમ પુણ કિંદુતું. ઉણને વરહે 'ઢોલ' ની ભાસ્યામાં બે ભાસ્યાનો ઉમેરો થાયો સે. દખણ ગુજરાતની સૌદરી અન મહારાષ્ટ્રની ગુર-બંજારા ભાસ્યા 'ઢોલ'ની સોપડીમાં લખાવા મંડી સે. સૌદરી ભાસ્યામાં નીકળતી 'ઢોલ'ની સોપડીના પેલા અંક હારુ હાતહી સભ્યું ઉબા થાયા સે ઇતરે પાસી સપાવેની ફરજ પડી ઇવું પેલવેલું બણ્યું. ભાતું અન પંસમહાલીનું કાંમ પુણ તાજી રીતી અગેડ વદવા મંડયું સે, થુડીકવાર ધીરી પડીલી દીહવાલી હમણાં

આપડા રાજ્યુના હીમાડા કુદી ગઇ સે. ભાસ્યા પ્રકાશનની પેલી સોપડી ડૉ. સુધીર દેવરેની સે તીમાં અહિરાણી ભાસ્યામાં લખાયલાં ગીતાં સે તી હાઉ ઇગ્રેજી, મરાઠી, હિંદી, ગુજરાતી ઇવી ભાસ્યામાં લખાઇન કિતરાંક સોપડાં નિકળવેની તીયારીમાં સે. ઇતરાં બદાં કાંમાં (ભાસ્યા કેન્દર કુના જુરથું કરે સે ઇવો સવાલ બદાંના મનમાં થાય. ઇનો જવાબ સે આદિવાસિયુંના જુરે !) ભાસ્યામાં કાંમ કરનારા બદા મળીન વિહેક સે, તીમાં અરદાંથા ઇપેર તે આદિવાસિ સે, તી પુતે નોકરી કે ધંધો કરતાં કરતાં ભાસ્યાના કામમાં જુડાયા સે. 'ઢોલ'ના સોપડીમાં લખનારા ડીલનો, મગજનો, અન ગુંજા (ખિસ્સાનો) નો ઘહારો વિઠનારા લગબગ બદા આદિવાસિ સે. ડીએનટીનું કાંમ કરવાવાળા વિમુક્ત આદિવાસિ માઇક્રુ ક્રેડિટ, પ્રકૃતિ, માળી, ઇ બદામાં મનથી કાંમ કરનારા તીજગોડ પાહેના કાર્યકરું પુણ આદિવાસિ સે. ઇ બદાંમાં અગેડ તીજગોડની એકડેમીના ભણવાવાળા સે.

ગઇ વખત કિદુંતુ તીમ તીજગોડમાં મળીલી થુડીક જમીઇપેર ટ્રાયબલ એકેડમીનું બાંદકામ સાલુ થાયું સે પુણ પાકાં મકાનુંની વાટ જુવાને બદલે આદિવાસિયુંએ જાત મિનેતથી ઝૂપડી ઉભી કરી અન તીનમાં ભણાવવેનું સાલુ કર્યું સે. પંદરમી ઉગોસ્ટ બે હજારને દનથી સાલુ થાયલી ઇ પુસ્ટ ગ્રેજ્યુએટ ડિપ્લુમા ઇન ટ્રાયબલ સ્ટડીના ભણવેનામાં હુળેક આદિવાસિ જુવાનીયા જુડાયા તીનાંન કંમ્પ્યુટર અન અંગ્રેજીથી માંડીન આદિવાસિયુનાં સોપડાં, ભાસ્યા, ઇતિયાસ, સમાજ, કાયદા, ખીતી, ગામડાં અન શેરના વિસ્તારમાંના આદિવાસિયુંની હંસ્કૃતિ ઇ બદાંનું જ્ઞાન હાજરાહજુર ઉબારીન લી રહ્યા સે. તી પુતેની જંદગીમાં કાંમ આવે ઇવું સે. થુડાક વખતમાં ઇ પુતેની આવડત પરમાણે કાંમ ઉપાડહે કે ઇ બાબુતની કોઇક નોકરીમાં જુડાહે ઇવી રીતી આદિવાસિના જીવોનની બદી બાબતની જાંણકારી અન તકીદારી તીનાંના સવાલુના ઉકેલ અન તી પુણ કમસેકમ હમજી વસ્યારીન નીકાલ કરનારી અન જાત અનુભવ કરનારી આદિવાસિ જુવાંનિયાંની પેડી તિયાર થાતી રીહે.

○

# દિવોદ જિલ્લાનું ઠેકાણું

સુરમલ વહોનિયા

દાહોદ જિલ્લો ગુજરાતની ઉગમણી સરહદ ઇપેર સે. મૂળ પંસમાલ જિલ્લામાંથો તા. ૨-૧૦-૧૯૯૭ થી નાળો જિલ્લો બણ્યો, દિવોદ જિલ્લાન અડીન ઉગમણે મધ્યોપ્રદેહ રાજ્યુનો ઝાબુવા જિલ્લો સે તી ઠેઠ પંસમાલની ભાભરાંમાં (દક્ષિણ) જાયલો સે તી નવા બણીલા ગરબાડા તાલુકાન અડીન સે. ઇતરે ઉગમણી અન ભાંભરાંની પાહે મધ્યપરદેહનો ઝાબવા જિલ્લો, હુરીમાં (ઉત્તરે) ઝાલોદ અન નવા બણીલા ફતેપુરા તાલુકાની સરદહની અડીન રાજુસ્થાન રાજ્યુનો વાંસવાડા જિલ્લો સે. દિવોદ જિલ્લાન બુડમણે (પશ્ચિમ) પાહે પંસમાલ જિલ્લો સે. દિવોદ જિલ્લામાં દિવોદ, ઝાલોદ, લીમખેડા, ગરબાડા, ધાનપોર, દેવગઢ બારીયા અન ફતેપુરા ઇમ હાત (સાત) તાલુકા સે. ગુજરાત અન માળવાની હદ ઇપેર સે ઇતરે ઇનું નાંમ દિવોદ પડ્યું સે. હિન્દી ભાસ્યાવાળા ઇન દોહદ કે સે. જિલ્લામાં ખાસ કરીન આદિવાસિયુંની વહતી વદાર સે ઇતરે આદિવાસિ પસાત જિલ્લો ગણીલો સે. જિલ્લાનો ધાનપોર અન લીમખેડા તાલુકો બદાંથી પસાત તાલુકા સે. ગુજરાતમાં તીનો પેલો અન બીજો નંબર સે.

દિવોદ સેરમાં જુના વખતના કિતરાક પુરાવા મળે સે. ઔરાંગઝેબ કરીન એક રાજા હિતો તીનો જલમ દિવોદના ગડી કિલ્લામાં થાયો તો. દુદમતી (દુધીમતિ) નદીની ધેડ ઇપેર દધીસી નામનો રુંષી તપ કરવા બીઠો ઇના નાંમથી નદીનું નામ દુધીમતી પડ્યું ઇ બદી લુકાંના મુડેની વાતું સે. સાબાનું તળાવ, કસબો, વણજારીવાડ, સિદેસરીમાતાનું મંદિર ઇ બદાં જુના વખતનાં સે. દિવોદની ભાભરાંમાં થુડેક સીટી બાવકું ગાંમ આવીલું સે. તાંનું મંદિર ઘણું જૂનું સે મંદિરમાં જુના જમાનાની ભાતી પાડીલી સે. લુકાં કે સે કે એક રાતમાં ઇ મંદિર બંદાયલું સે.

દિવોદની હુરીમાં લગબોગ સ્યારેક માઇલ સાલતાં કેદારેશ્વર (કેદારનાથ) મહાદેવનું મંદિર સે. મંદિર મુટા સાપરાન નીસાં સે, મંદિરમાં શીવલીંગ સે, તાં આંમળી અગ્યારેહનો મીળો ભરાયસે. ફરતાં ગામડાંનાં લુકાં મીળામાં આવે સે, મુટા મુટા સાંગ વગાડીન લુકાં નાસે સે. હરામુણ મહિનાના બદા હુમવારનો તાં મીળો પડે સે, લુકાં ભુખાંરીન દરશુન કરવા આવે સે. કિતરાક ભગત ભજન મંડળી લીન આવે તી આખી રાત ભજન ગાય સે.

દિવોદથા હુરીના અગેળ વદતાં મેરાખડી આવે સે તાં ભીલુંના સેવક પૂ. ઠક્કુર બાપાનો ઉબો કરીલો આશ્રમસે તીમાં ભીલુંનાં સુરાં રીન ભણેસે, થુડેક અગેળ લીમડી ગામ આવે તાં હાટનો મીળો ભરાય સે. ઇ મીળો દર મંગળવારી પડે સે. લીમડીની બરુબર ઉગમણે પાહે લગભગ દહ બાર માઇલ સીટી સાકળગ્યા ગામ સે તીન અડીન ધુઘરદીવનું મંદિર આવીલું સે તાં આમળી અગ્યારીહ અન શિવરાત્રીનો મીળો ભરાય સે. ધુઘરદીવ મેરાં અણાહ (અનાસ) નદી ઇપેર રદાંની કરાડ સે તે ભાળવા હારું ઘણાં સીટીથાં મનખાં તાં આવે સે. અણાહ નદી ગુજરાત અન મધ્યુપરદેહની હદ ઇપેર સે.

દિવોદથી હુરીમાં મેરાખડી અન લીમડી કાડ્યા પસી ઝાલોદ ગામ આવે, ઝાલોદ તાલુકો સે, ઝાલોદ તાલુકાનું બુડમણું હંજાલી ગાંમ વેપારનું મથોક સે. રજવાડુંના વખતમાં ઇ ગામ ઝળકીલું સે. દિવોદ જિલ્લાનો ઉગમણો ભાગ અંગ્રેજુના વખતમાં સંતરામપોરનાં રાજાના સિજામાં (તાબામાં) હિતો. સંતરામપોરના રાજાકન ૭૦૦ (હાતહીં)ગામ ઇના સિજામાં હિતાં. વાગોડના રાજા કન તાંણ હજાર બહીં (૩૨૦૦) ગામ હીતાં અન સોરાહીના રાજાકન સ્યારહી (૪૦૦) ગામડાં હિતાં. લુકાંને મુડે ઇવી વાત સાલેસે કે ઝાલોદ પાહેનાં ગામડાંની જગાનો જમો ગંગલી ઘાસીણ સંતરામપોર જાંઇન ભરતી. ઇ વખતમાં ઝાલોદમાં બે મુટા જમીવાળા હીતા, ગાંમથી થુડેક સીટી ઝાલો વહાગ્યો (વસૈયો) નાંમનો ભીલ રીતો તી ઝાલોદ ગાંમનો પટેલ (પુલીસ પટેલ) હિતો. સંતરામપોર નો રાજા ઝાલા વહાગ્યા ઇપેર વશ્વાહ (વિશ્વાસ) રાખતો તી પીલા બે જમીદારુન નીં ગમતું ઇતરે ઇ ઝાલાન રીહે મરતા. એક દન ઝાલાન ભુળવીન ઇનાંય બુલાયો અન કુઇ ભાળેની ઇવી જગા ઇપેર મકાનને બીજે મજલે લીગ્યા, અન તાં ગાંયઝયા (હજામ) પાહે ખૂન કરાયું, માથા વગરનું ઝાલાનું ઘોડ ગાંયઝયાન વાહે દોડ્યું, ગાંયઝયો નાઠીલો રાજાની બણાવીલી કસેરીમાં ભરાઇગ્યો, ઝાલાનું ઘોડ તાંગ્યું અન ગાંયઝયાનું ગળું દાબીન તીન માર નાખ્યો, અન હાતી લગું ઘોડ તાં પડીગ્યું, રાજાએ તીની ઇયાદગીરીમાં ઝાલાનો તાં સિરો (પાળીયો) નખાડ્યો. આજપુણ તી તાં ઉબોસે, ઝાલા વહાગ્યા (વસૈયા) ના નાંમ ઇપેરનું ઝાલોદનું નામ ઝાલોદ પડ્યું.

ઝાલોદની ઉગમણી પાહે ઝલાઇ માતાનું મંદિર સે, કિતરાંક ઇમ કેસે કે ઝલાઇ માતાના મંદિરના નામથી ઝાલોદનું નામ પડ્યું. પુણ ઇ હાસુ મનાતું નથી. ઝલાઇ માતાથી થુડેક અગેડ પંસક્રિષ્ણાનાં મંદિર સે તી પુણ જુના વખેતનાં સે.

દિવોદ જિલ્લાનો નવો બણીલો ફતેપુરા તાલુકો ઝાલોદથી હુરીમાં સે. તી રાજુસ્થાન રાજ્યની સરહદોની અડીન આવીલો સે, ફતેપુરા અન રાજુસ્થાનની સરહદ ઇપેર માનગઢ ડુંગરો સે તીન ઇપેર ગુરુ ગોવિંદનું ધામ સે, ગુરુ ગોવિંદ વણઝારા જાતના એક સંત હીતા. માનગઢ ધામ અંગ્રેજુના વખતમાં ઝળક્યું તું. ભીલ પરજામાંના કિતરાંક ગુરુ ગોવિંદના ભગત સે, ગુરુ ગોવિંદ ભક્તિભાવથી લુકાંન હુદારવેનું કામ કરતા, લુકાંન સલાહ આલતા ફરતા, અંગ્રેજુન ની ગમતું, સને. ૧૯૦૯-૧૦ ના અરસામાં ગુરુ ગોવિંદ માનગોડના ડુંગોર ઇપેર થાનોક બણાવી તાં રીતા, ભીલ પરજાન હમજાવતા. સુકખું રીવેનું, માહ નીંખાવું, હરો નીં પીવો, ભજન કરવાં અન ઝંડા રુંપવા, લુંકાંન ભકતી કરવા કિતા, તી વખતમાં સંતરામપોર દેશી રજવાડું હિતું, ઇ રાજવાડામાં હરા (દારૂ) ની આવોક ઉસી થવા મંડી, કિતરાંકે ભગતુન સડાયા અન કિતરાંઇક અવળો પરસાર કર્યો, દેશી રાજની પલટુન માંનગોડમાં ગુરુ ગોવિંદની ધરપકુડ કરવા આવી, ભીલ ભગત હરગ્યાંન કામઠી લીન માનગોડ પોત્યા, દેશી રાજ હામે લડ્યા, દેશી રાજની પલટન આવી તીવી હવામાં ગુળીબાર કર્યો ઇતરે ભગત વીમમાં રહ્યા, ગુળી કોન વાગતી ઇમ કરીન આવેશમાં આવીગ્યા. વળતો ભગતું ઇપેર ગુળીબાર કર્યો, ઘણાં ભીલ ભગત મરાયા. હાતી હાતી ગુરુ ગોવિંદની ધરપકોડ થાઇ, તીનાંન હાઇન લીગ્યા અન જનોમ ટીપની સજા થાઇ.

દિવોદથી બુડમણે પાહે રેલ્વાઇ હાતી પસ્સીહેક માઇલ સાલતાં લીમખોડું આવે તાં દીતવાર (રવિવાર) ને દન મુટું હાટ ભરાય. લીમખેડું તાલુકો સે, ઇ તાલુકાનું રણધીકપોર ગામ અગ્યારમી હદીમાં ઝાલોદ રાજ્યના તાબામાં હીતું. ૧૧મી હદીમાં જાલમસિંહ કરીન સુથવંહનો પરમાર રાજા હિતો તિનું રાજ ઝાલોદમાં, તીન વાંહવાડેનો

રાજા પજવતો ઇતરે ઝાલોદવાળા રાજાની લડાઇ કરવા વાળાંની પડાઇ રણધીકપોરમાં રીતી. સતાના પલટા થાયાં કર્યા ઇતરે રણધીકપોર પેલાં સંજેલી રીયાસત અન પસી બારગ્યાના સૌહાણ વંશુના રાજાની સત્તામાં આયું અન રાજાન શિકાર ખેલવેની અસલ જગા બણી. રણધીકપોરમાં ભમરેસી માતાનું મંદિર સે, મહાભારુતની લડાઇ પેલાં પાંડવું અઇ આવીન હતાયા ઇવું કિવાય સે. મંદિરમાં મુટી ગુફા સે તે પાવાગોડમાં નીકળે ઇમ કિવાય સે. રણધીકપોરથી સાલતાં બે કિલોમીટર ઇપેર કબુતરી ડીમ બાંદીલો સે. રણધીકપોરની ઉગમણી પાહે મંડાળ નામનો મુટો ડુંગર સે. માતાજીના મંદિર પાસે ડુંગોરની સાપેર ઇપેર હાથની કુંણીની સાપ પાડીલી સે. ઇમ કિવાય સે કે મહાભારુત વાળો ભીમ અન બકાસુરની લાડાઇ વખતમાં કુણી દબાઇ તીની સાપસે. મેરાં કાળિયાગુટાનો ડુંગોર સે, ઇમ કિવાય સે કે રાંમ ભગવાન અન સીતામાતા વનવાહ વખત અઇ આયાં તીનાંનાં પગલાં પડીલાં સે. અઇના જંગલમાં સિતાફળ તાજાં થાય સે. ઇ પાહેનો આખો ભાગ હિડીંબાવન કિવાય સે.

લીમખેડાથી બુડમણે રીલવાઇ ઇપેર સાલતાં પીપળુદ આવે તાંથા ભાભરાંના વળી જાતાં દહેક માઇલની જગા ઇપેર બારગ્યું આવીલું સે. ડુંગોર ઇપેર દેવનું થાનક અન ડુંગોર મેરાં બારગ્યાંની જાત વાળાનીં વહતી સે ઇતરે દીવગોઢ બારગ્યું કિવાય ઇવી પેલાંથી સાલી આવીલી વાત સે. બારગ્યાન પંસમાલનું પેરીસ કે સે. પાનીમ નદીની ઘેડ ઇપેર વહીલું રજવાડી રાજ સે. પાવાગોડના પતાઇ રાવોળના નાના સુરા ડુંગરસિહનું વહાવીલું રજવાડી રાજ. સાગટાળા, રાજગઢ, હવેલી, ધરમપુર, લીમખેડા, રણધીકપોર નાંમના મહાલમાં વિસાયલું હીતું. ડુંગરસિંહ પસી તીનાંનો સુરો માનસિંહ રાજ ઇપરે આયો તીને ઘણી પરગતી કરી. માનસિંહના બે સુરા (રણજીતસિંહ, નારસિંહજી) તીમાં રણજીતસિંહ ગાદી ઇપેર આયો તી તાજુ ભણીલો, તીનાંના કામની કદર થાતીતી તીનાંન કમાંડરનું ઇનામ મળીલું ઇતરે સર રણજીતસિંહ કિવાતા. તીનાંય બારગ્યામાં ભણવેની અસલ સગવોડ કરી આલી. રણજીતસિંહની પસી યુવરાજ સુભગસિંહનો પુત્ર જયદિપસિંહજી રાજા થાયો ઇ રાજ મુંબઇ રાજમાં ભળ્યું. ઇતરે રાજાનો અધિકાર જાતો રહ્યો. પુણ વિધાનસભા અન લોકસભાના સભ્યુ રહ્યા. રાજનું કાંમ અસલ કર્યુ. પુતેની મિલ્કેત દાનમાં આલીન તાં દવાખાનું, નિહાળ, કુલેસ ઇવું સાલું કર્યુ, નાળી નાળી રમેત રમવા વાળાં હારું મેદાન વાળી જગા બણાવી આલી, તાં જીમખાનાં ઉબાં કરી આલ્યાં. રણજીતસિંહનું માન ઘણું સે પુતેનો રાજમેલ પુણ કુલેસને આલદીદો, ઇનાંની ઉદારતાં સે. આદિવાસિ સંશુંધન અન તાલીમવાળું કેન્દર પુણ સાલુ કર્યું. બારગ્યાથું થુડેક સીટી રતનમાળનું અભ્યારોણ આવીલું સે.

ગુજરાતમાં ભીલુંની વહતી સાબરકાંઠા, નર્મદા દાહોદ, પંસમાલ, વડોદરા, ભરૂચ, સુરત, વલસાડ, અન ડાંગ જિલ્લામાં સે. ઇ પરદેહ ડુંગરાંવાળો સે. ઠેઠ અરોવલ્લી વિદ્યાચળ અન હાપુતાડાના ડુંગોરવાળો પરદેહ સે, ઇ ડુંગરાળ પરદેહમાં ભીલ જાતિનીં પરજા રે સે.

ગુજરાતના ભીલો નાળા નાળા નાંમથી વળખાય સે. ભીલ, ભીલ ગરાહગ્યા તડવી ભીલ, મેવાસી ભીલ, રાવળભીલ, પટેલીયા ભીલ, ભાગલીયા ભીલ. ઇવાં ઇનાંનાં નામ સે. ગુજરાતનો દિવોદ જિલ્લો બદાંથી વદાર ભીલ વહતીવાળોસે અન જિલ્લામાં બદાંથી વદાર ભીલની વહતી ઝાલોદ તાલુકામાં સે. ગરબાડા, દાહોદ, ઝાલોદ અન ફતેપુરા તાલુકો આપડા રાજની સરહદ ઇપેર સે. ઇની પરજા હદ બારંતાંનાં લુકાં હાતી પુણ વિવાર કરેસે. દિવોદ, ગરબાડા, ધાનપોર પાહેનાં લુકાં ઝાબવા જિલ્લા (મધ્યપ્રદેહ) નાં લુકાં હાતી વિવાર કરે સે અન

ઝાલોદ, ફતેપુરા તાલુકાનાં લુકાં રાજોસ્થાનનાં લુકાં હાતી વિવાર કરે સે ઇતરે ઇનાંની કાંમ કરવેની, વિવાર કરવેની પેરવે ઉડવે અન ખાવે પિવેની રીત હરકી સે.

દિવોદ જિલ્લામાં દિવોદ, ગરબાડા, ઘાનપુર, લીમખેડા અન બારગ્યા તાલુકામાં રીવાવાળા કુળી અન પટલગ્યા પુતે ભીલો કરતાં ઉસી જાતનાં ગણાવે સે. દિવોદ પાહેના પટલગ્યા સે તી કીવી રીતી બણ્યા તીની પુણ લુકાંમાં વાત સાલેસે. ઇમ કિવાય સે કે રજપૂત રાજાઉના વખતમાં રાજા ભીલ સરદારુંની લીતા, ઇતરે ઘણાક રાજપૂતો ભીલાંની સુરગ્યાંન હાતી પણ્યા, તીનાંથી જે પરજા ઉબી થાઇ તેનો વસ્તાર થાયો તી આજ પુતાન ઉજળા કિવાડેસે અન પુતાન રજપૂત વંશના કિવાડવામાં આનંદ લે સે. ઇમ કિવાડીન ગર્વ લે સે, આજે ઇ લુકાં પટલગ્યાના નામથા વળખાય સે.

○



# દિવોદ જિલ્લાના ભીલની કથા

સુરમલ વહોનિયા

ભીલ જુના વખતમાં ઇની ધરતી ઇપેર રાજ કરતાતા, ભગવાન રામ ની વનવાહ મળ્યો તી ફરતા ફરતા ગંગા નદીની ઘેડ ઇપેર આયા, તાં ગુહક ભીલ રાજાનું રાજ સાલે. ભગવાન રામ લખમણ અન સીતામાતાને ગુહક હુડીમાં બીહાડીન હમી ઘેડ મિલી આયા, પુણ ઇનાંકનથું હુડીમાં બીહવેનું ભાડું નથી લીતો. જમાનાથી ભીલ ભુળા સે, ગુહક, શબરી, વાલ્મિકી ઇકલોવ્ય ઇવા ભગત સે. ભીલ અસલ ઇના દીહના રીવાસી અનાર્યુ સે. સરકારી વહતી ગણતરીનાં પત્રુકાંમાં ઇનાંન હિન્દુ નીં પુણ ભીલ ગણીલા સે. ભીલ પુતેના દીવની પુજા કરે સે અન હાતી હાતી રાંમ ભગવાનની પુજા કરે સે. એક બીજાન ભીળા થાય તી વખત રામ રામી કરે, કુઇ પુણ પરસંગી ભીળા થાય તી વખત રાંમ રાંમી કરીન બુલે. મેમાંન આવે કે, મેમાંન જાય તાં, હરો કે સાહ પીવે તી વખત રાંમ રાંમી આલે અન રાંમ રાંમી ઝીલે, જલમારાથી ઇ રીત ભાત કરતા આયે સે ઇતરે ઇમ કિવાય કે આર્યું પરજા રામ ભગવાનની પુજા કરે સે ઇમ ભીલ પરજા પુણ રામ ભગવાનની પુજા કરે સે ઇતરે ઇનાંન હિન્દુ કિવામાં વાંદો નથી.

દીહના નાળા-નાળા ભાગમાં ભીલ વહીલા સે. પેલાંના વખતમાં ઇની ધરતી ઇપરે ભીલુનું રાજ હીતું, નાળા-નાળા મલકમાં રીનારા ભીલ એક બીજાન હાત આલતા ગ્મન બદા એક સે ઇવું ગણતા, પુતે રાજ કરતા, લડાઇમાં બદા હાતી રીતા તી ઇનાંનાં ગીતાંમાં સે. નાળી નાળી જગા ઇપેર રીનારા કિતરાક વળખીતા થાયા તીમાં અમદાવોદ વહાડનારો આસો ભીલ, સાંપાનેર વહાડનારો સાંપો ભીલ, સુથ (સંતરામપોર)વહાડનારો સુથો, ધારનો મનજી, ઇડરનો માંડલિક, હાથીસોડ અને શામળિયાસોડ. ડુંગોરપોર વહાડનારો ડુંગરયો, વાંસવાડું વહાડનારો વાંસિયો (બાંસિયો) કુટાં નો કોટયો, અલીરાજપુરનો અલિયો ઇ બદા ભીલ રાજા હિતા. સીતુડગડનો પુંજારાણા ભીલ, ડુંગોરપોરનો હળગ્યો અન સિસકો ઇ બદા ભીલ સરદાર સે. કિતરાંક ઠીકાણાંમાં ભીલ સરદાર બાદુરી વતાડતા તી ઇનાંનાં ગીતાંમાં સે. નાળાં પરગણાંના ભીલ પુતેની જાત વાળાંન એક ગણે, લડાઇ ઝગડામાં એક બીજાન હાત આલતા, લડાઇમાં ખપી જાતા પુણ પાસા નીં હટતા. પુતાનો સરદાર દળ ભીગું કરે તીની ગણતરી કરી આલતા, ઇનાંનો કિવો વટ હીતો તી ઇનાંનાં ગીતાંમાં સે. ''બુહે માર્યાં પાંણી જુદાં નીં પડે''. લડાઇ ઝગડામાં એક થાઇ જાતા.

મેઘિયા ઉંસો વડલો ની નીસો સોરો હે રે ભાઇ ભાઇ...(૨)
મેઘિયા સોરેતી વાગે સાંગ ઢોલે હે રે ભાઇ ભાઇ...(૨)
મેઘિયા બારે પાડાંના ભીલડ ભીળા હે રે ભાઇ ભાઇ...(૨)

મેઘિયા ભીલડાંની ગણતી લગાડો હે રે ભાઇ ભાઇ...(૨)
મેઘિયા ભીલડાં તે હાતહીની હાત હે રે ભાઇ ભાઇ...(૨)
મેઘિયા તરુવારાંની વીજળી ઝબુકે હે રે ભાઇ ભાઇ...(૨)
મેઘિયા બંદુકાંની ગણતી લગાડો હે રે ભાઇ ભાઇ...(૨)
મેઘિયા બંદુકી તે પાંનસીની પાંસ હે રે ભાઇ ભાઇ...(૨)
મેઘિયા માથાં પડે ને ધડાં લડે હે રે ભાઇ ભાઇ...(૨)
મેઘિયા ખંગારી ખુબાંમાં ઘુડા બિડયા હે રે ભાઇ ભાઇ...(૨)
મેઘિયા ધરતી ધમકેની તડી પડે હે રે ભાઇ ભાઇ...(૨)

''ભીલ ભાંમટી, ખેતી કરે હાંમટી, નીં પાકે તર લે તીર કાંમઠી''વાળી કિવોત પરમાંણે હાથમાં હરગ્યાંન કાંમઠી હાતી લીન ફરવાવાળા, ઇનાંનો મિજાજ નાળો, ગુજરાતમાં મજુરી કરવા જાય તી વખત વાણગ્યા, બામુણ અન પટેલ ઇનાંન માંમા કે સે, લાંમો વસ્યાર કરવાવાળા નથી ઇતરે ઇનાં હારુ ઓરા લુંકાંય કિવોત બણાવી, ''દાતીડાન મિયાંન વેત ભીલની ગ્યાંન વે.'' હરતા ફરતા રીવાવાળા ઇતરે ઇનાં હારુ કિવાય સે કે 'ભીલ ભાઇન ડાગળે દીવો ' એક જગા ઇપરે વહે ઇન પેલાં ઘણી નોદ કરે પસીં વહે. ભીલ ઇના વેવારથો વળખાય, ગમે તાં જાય પુણ રીત પરમાંણે વેવાર કરે ગમે તી દીહમાં જાઇન વહે તાં બદલાતો નથી ઇતરે ઇન ભાળીન બીજા કે સે કે 'હાપ ના ભાઇ ડીંડુ'. તીવા ના તીવા, દીહના નાળા નાળા ભાગમાં રે પુણ ઇનાંની રીતભાત કુઇક કુઇકમાં મળતી આવે.

રજવાડુંની વખતમાં લડાઇ થાતી બીજે પાહેના આવવાવાળા ઇનાંનું રાજ પડાવી લીતા તી વખત હમજુતી થાતી, ફૂરંગી નામની પરજા સુથનું રાજ લીવા આવી, સુથનું રાજ લીદુ તી વખતની હમજુતી ગીતામાં સે.

ફરતા ફરતા ફૂરંગી આયા ફરતા ફરતા ફૂરંગી આયા
વસમાં ઘેરી સૂથ રે રાવળજીની સાયબી મને હાસી વાલી લાગે.
મુટાં રાંણી રૈને બુલ્યાં... (૨)
હામળો મારી વાતરે રાવળજીની સાયબી મને હાસી વાલી લાગે.
મકનો હાથી દંડમાં આલું...(૨)
આલું જુડા જુડ રે રાવળજીની સાયબી મને હાસી વાલી લાગે.
કેડયાંનો કંદોરો આલું...(૨)
ધરતી રાખું હાથ રે, રાવળજીની સાયબી મને હાસી વાલી લાગે.

ફૂરંગી રાજપાટ લીવા આયા, આવીન સુથની ઘીરી, ભીલ નાહીન જંગલમાં ભરાઇગ્યા, બૈરાં ઇખલાં રહ્યાં, ફૂરંગી હાતી વાત થઇ, તમાર લીવું વેત ધન દુલત લીલો પુણ હમારો મલક, હમારી ધરતી હમારું રાજ હમારા હાથમાં રીવાદો. ઇવી વાત થાતી અન નીં બણેત બદાંય લડાઇમાં કુદી પડવું ઇવી હમજુતી થાતી. ભુરી સામડીવાળા રાજ લીવા નીકળતા તીનાંનાં હથગ્યાર, સાધનું, દળ, ઇ બદાં ગીતામાં સે.

ધરતી ધમકે ન કલેંગી ઝળકે રે ભૂરિયા ફારેંગી.....(૨)
હાથીડાંની કલરી પડતી આવે રે ભૂરિયા ફારેંગી.....(૨)
હાથીડાં બાંધ્યા ને સોક જુવે રે ભૂરિયા ફારેંગી.....(૨)
બારિયાવાળો રાજા નાઠો જાય રે ભૂરિયા ફારેંગી.....(૨)
ઉંટડી બાકેડતી આવે રે ભૂરિયા ફારેંગી.....(૨)
ઉંટડી બંદાડું વડલા ડાળ રે ભૂરિયા ફારેંગી.....(૨)
ઉદાપોરનો રાજા નાઠો જાય રે ભૂરિયા ફારેંગી.....(૨)
ઘુડીલા હરેણતા આવે રે ભૂરિયા ફારેંગી.....(૨)
ઘુડીલાં બંદાડું ખૂંટી ઠોક રે ભૂરિયા ફારેંગી.....(૨)
ધરતી ધમકે ને કલેંગી ઝળકે રે ભૂરિયા ફારેંગી.....(૨)
અવળી સવળી ભાત પડતી આવે રે ભૂરિયા ફારેંગી.....(૨)
બંદુકાની ફફડાટી ફુટે રે ભૂરિયા ફારેંગી.....(૨)
ઘુડીલાં ધમરોળતાં આવે રે ભૂરિયા ફારેંગી.....(૨)

ભીલ વટવાળો, કુદરોત ઇનો ભાઇબુંદ, વટનો માર્યો ખલાવા કરે, પુતે ખલીન ફરે, માથેનાને સુંગે કળાટગ્યો બીહે પુણ વાકુ નીવળે ઇમ ઉભું રાખે, કુઇકની તાંથો કાસ લાવીન કુઇક વખત પુતેનું મુડું ભાળે, અરે ઇન કાસમાં ભાળવેની પડીલી કોન, ઇ તે ધરતી ઇપેર પુતેનો સાયડો પડે તીન ભાળે અન તીનથો પુતે કિવો રૂપાળો સે તીનો તાગ કાડે, અસ્સલ ભળાવા વગડાનાં ફુલ માથેનામાં ખુહીન ખલાવટ કરે, કુતીડાના પાણીમાં કે તળાવના પાણીમાં પુતેનું મુડું ભાળીન મલકાયાં કરે. ઇનાંનો હણગાર, ઇનાંનો વટ નાળો સે.

આંમળિયાં માળુંમાં નરહેંગ ઝોલાં લે રે, ઝોલાં લે.
વાંકડી મુસ્યાંનો નરહેંગ ઝોલાં લે રે, ઝોલાં લે.
ભમ્મરી સાતીનો નરહેંગ ઝોલાં લે રે, ઝોલાં લે.
વાહવાડેની હેરિયાં નરહેંગ ઝોલાં લે રે, ઝોલાં લે.
કાજળી આંખોનો નરહેંગ ઝોલાં લે રે, ઝોલાં લે.
ભોરીલા મુલાવે નરહેંગ ઝોલાં લે રે, ઝોલાં લે.
ભમ્મરિયાં પટ્ટાંનો નરહેંગ ઝોલાં લે રે, ઝોલાં લે.
ધોરીડા મુલાવે નરહેંગ ઝોલાં લે રે, ઝોલાં લે.

વન વગડાન કલર સડે ઇમ ભીલની રંગ સડે, મીળો ભાળવા જાય, હાટમાં કે કેરસીટીમાં જાય, ગીત ઇનાં મુડામાં મોદના ભમરાજીમ ગણ ગણે. ગામમાં કે આહે પાહેનાં ગામડાંમાં વિવા થાય તાં વાંનો કે જાંન ભાળવા જાય તાં ફરી ફરીન નાસે, બાર મઇનાંમાં કુઇક દન પાંન ખાવા મળે તી ટેશથો ખાય અન બીજા ભાળહે

ઇમ કરીન મોડાનાં ગલફાંમાં ઘણીવાર હુદો દબાવી રાખે, મીળામાં, હાટમાં કે કેરસીટીમાં કુઇક જુવાંન સુરી હાતી વળખાંણ થાય, તીન પેલાં નયણાં આલે, હનકાવે, મેરાં હરકીન વાતી કરે ઇમ કરતાં પાકી વળખાંણ થાય, મીળામાં કે, બજારમાં આવેની કોલી કરે, ભીળાં થાય, પાંનબીડું કે રીબન લી આલે, વટ કરે અન કરાવે, મીળામાં હાતી હાતી ફરે, સકડે કે હીસલામાં બીહે, ઇવો ઇનાંનો વટ નાળાં થાય તી વખત એક બીજાન ઇયાદ કરે અન મનમાં આંણે, ઇનાંના મનનો મોર મનમાં કીવો બુલે તી ઇનાંનાં ગીતામાં જડે.

તારી મોરીલે ડુંગોર મોર બોલ્યો રે, મોરી રાજા નઇ બોલું...(૨)
તારી કેહો કરીન મોર બોલ્યો રે, મોરી રાજા નઇ બોલું...(૨)
તારી તાંથો ઉડાંણોન માર્યો રે, મોરી રાજા નઇ બોલું...(૨)
તારી જાય બેઠો આંમલાને ડાળે રે, મોરી રાજા નઇ બોલું...(૨)
તારી પાકાં સગેન કાસાં પાડે રે, મોરી રાજા નઇ બોલું...(૨)
તારી તાંથો ઉડાંણોન માર્યો રે, મોરી રાજા નઇ બોલું...(૨)
તારી જાય બેઠો વાવડલીની પાળે રે, મોરી રાજા નઇ બોલું...(૨)
તારી પાણી પીવેન મજા કરે રે, મોરી રાજા નઇ બોલું...(૨)
તારી તાંથો ઉડાંણોન માર્યો રે, મોરી રાજા નઇ બોલું...(૨)
તારી જાય બેઠો રાયણીને ડાળે રે, મોરી રાજા નઇ બોલું...(૨)
તારી રાયણાં સગેન રળાઇ કરે રે, મોરી રાજા નઇ બોલું...(૨)
તારી તાંથો ઉડાંણોન માર્યો રે, મોરી રાજા નઇ બોલું...(૨)
તારી જાય બેઠો વેવાંણીને ખાટે રે, મોરી રાજા નઇ બોલું...(૨)
તારી પાયતાં કુટેન મજા કરે રે રે, મોરી રાજા નઇ બોલું...(૨)

મનનો મોર મનમાં ડુલે, મોર રૂપાળો બણે, કેહકારી કરે ઇતરે ઇનાંન ભમરી ભરાય, કૂદી સડે ઇતરે રમવા મંડે, ડગરાં કે લાકડાંને બાંને વગડામાં ભીળાં થાય, વનવગાડામાં ફરવા વાળાં, ફરતાં ફરતાં ઇનાંન માયા લાગી જાય ઇતરે ઇ હાતી રીવા તીયાર થાય. ઇમ કરહુંત કીવાં દુઃખાં પડહે તીનાંન કિવી રીતી વિઠહું તી ગીતમાં ગાય.

કાળી કંથાર કાળાં ડાળાં રે.... સાલ સુરી...(૨)
કંથારાં ખાવેનું મન થાયું રે... સાલ સુરી ...(૨)
કંથારાં ખાદાંન માયા લાગી રે... સાલ સુરી ...(૨)
જાતાં રે રીવેનું મન થાયું રે... સાલ સુરી ...(૨)
જાતાં રે રીહુન કાં રીહું રે... સાલ સુરી ...(૨)
રણાપોરમાં રે સે મારો મામો રે... સાલ સુરી ...(૨)
મામાજીને ટે કે આપું રીહું રે... સાલ સુરી ...(૨)
રીહું ખરાંન મજા કરહું રે... સાલ સુરી...(૨)

રીહું ખરાંન હું ખાવું રે રે... સાલ સુરી ...(૨)
વનવગડાંમાં બીલાં વીણી લાવહું રે... સાલ સુરી...(૨)
રીહું ખરાંન મજા કરહું રે... સાલ સુરી...(૨)

પુતેના હમાજમાં વિવા થાય, ઢુલવાજાં વાગે તાંથો ઉજમ સડવા મંડે, ઇનાંના પોગમાં સાળો આવે, નાસવે રમવેનું ઇનાંન મન થાય, મન મિલીન નાસે, વાજાં વગાડનારા થાકી જાય તર થમે, નાંનાં મુટાં બદાં ભીળાં થાઇન રમે અન ગાય, ઇનાંનું પુણ જીવોન નાળું, નાળો નીયા, નાળો રંગ, ગાવેનું, ઉડવેનું નાસવેની નાળી ભાત, વાટમાં જાતાવે તી વખત બીજા હાતી ભટકાતાં તરત લડાઇ થાય. વિવાંમાં ભટકાયન રમે તી મનમાં લાવતા નથી, હગા હુયનાં ભીગાં થાય તી પુણ રમે અન ગાય, મોડું સુટું મિલીન ગાય, અમાં હમાં ગાય, ભીળાં થાયલાં મનખાં લાજીમરે ઇમ ગાય,

કાપડામાં દીજ ઘડાય ઇતરે પુરણાં હારુ ખાવેનું બણાવે અન પરુણા ખાતાવે તીનાંનાં નામાં લીન તીનાં ન ગાય.

હાકળી હાળનો મારો ધોળો સુકો રે.....(૨)
ખાય લે મકના ખાયલે મારો ધોળો સુકો રે...(૨)
રમલી બેનનો ખાંડિલો મારો ધોળો સુકો રે...(૨)

વારાં ફરતાં બદાંનાં નાંમ લે પસી ગાવેનો ઢાળ બદલે, વાયરો જુઇન ધાર નાંખે, પરુણાંન લજવે તીવું ગાય.

(૧)

મકનું હરાડું આયું ગળસ્યાં સુંગાળી.....(૨)
સાટો પડે સાટી ખાય ગળસ્યાં સુંગાળી...(૨)
પુખડું પડે વીણી ખાય ગળસ્યાં સુંગાળી...(૨)
સુકાંનું હરાડું આયું ગળસ્યાં સુંગાળી...(૨)
ડાળનું હરાડું આયું ગળસ્યાં સુંગાળી...(૨)
બાજડું ભરીન સુકા ખાય ગળસ્યાં સુંગાળી...(૨)

(૨)

હું ભાળુન મકનો ડુસાવે હાં...હાં.....(૨)
મારી સરમેન રાખે રે હાં...હાં.....

(૩)

હારતી દીવાવાળા જાય તાં હારતી વાળાંન ગાય.
કસનો તે આલે પુણ મગનો ડુળા કાડેરે.....(૨)
મગનો તે આલે પુણ કસનો આંખ્યો કાડેરે...(૨)

માહ માહ પસમાં વાર.....(૨)
ટુપલું તારી કાખમાં ઘકીલ કાંનુંડું મશકે મર્યુ કાંનુડું મશકે મર્યું.
ડાળ ડાળ પસમાં વાર.....(૨)
તપીલી તારા પીટમાં ઘકીલ
કાનુડું મશકે મર્યુ કાનુડું મશકે મયું.

લગનમાં વાંનો રમે, હાંજ પડે વાંનાને ઠીકાંણે ભીળા થાય, લાડી કે લાડાન ભરાડી અગડે નસાડે પસી વાંનો કાડે, વાંનામાં નાળા નાળા સાળા રમે, આહે પાહેનાં ગામડાંના ભાળવા આવે તી રમે, વાંનામાં હળદ નાંખે તી ઇનાંન ગમે, આદમી જાતની ઇમ લાગે કે હળદ નાંખવાવાળાં બૈરાંન હું ગમું સે. નાસે તીનાંન ગાય. જાંન આવી વે તી દન જાંન વાળા પુણ લાડીના વાંનામાં નાસે, બે પાહેનાં ભીળાં થાઇલાં તી ગાય.

મારા ભાઇ નો કલર પડે ભાળ પાનકી ભાળ...(૨)
મારાં ભાઇ નો ઝળકો પડે ભાળ પાનકી ભાળ...(૨)
મારો ભાઇ તે કલર પાડે ભાળ મથુરી ભાળ...(૨)
સાળે ની સાળે રમજે વેવાઇ સાળો સુકી જાહી રે...(૨)
સાળો સુકી જાહી તારી રાંડની ભુલી જાહી રે...(૨)

વિવાઇન કે કે તું સાળે નો સાળે રમજે સાળો ની સુકતો વે, સાળો સુકી જાહીત તારો અન મારો ખેલ વગડી જાહે, ઇમાં કિવેનો મતલોબ ઇમ કે તું મારી હાતી રમતો વે તે પુરો રમજે, હું તન સ્હાથ આલી, તુ મારો સ્હાથ કરહીત તું તારી બાયડીન પુણ ભુલી જાહી.

વાંનો રમવા ભીગાં થાયલાંન માયા લાગી જાય તી જુવાનિયાં કાં રળકી જાય તી કુઇન ખબર કોન પડતી અન ઇનાંની રમેત સોપડાં લખવાવાળાન સોપડાંમાં હમાડવી કાઠી પડે.

લાડાની જાન ઉગલાવે, લાડીન તાં જાંન જાય, વાટમાં વાજાં વાગતાં જાય, ગાય, રમે ઝડપથા સાલે લાડીનું ગાંમ મેરાં આવે તીમ તીમ જુવાનિયાંન ઉજમ સડે બૈરાં માંડવો લીન ગાય

વાકડી મુસાંનો મારો રયમલ આવે રયમલરે હુતી હે કે જાગે...(૨)
બેનાં ને ઘમકારે મારો રયમલ આવે રયમલરે હુતી હે કે જાગે...(૨)
ભાયાંને ઘમકારે મારો રયમલ આવે રયમલરે હુતી હે કે જાગે...(૨)
પડતો ને આથડતો મારો રયમલ આવે રયમલરે હુતી હે કે જાગે...(૨)

જાંન માંડવે આવે, બે પાહેનાં ભીળાં થાય, બૈરાં જાત અમો હમો સડાવો કરે, એક બીજાન ફરી વળે, કિતરીક વખત અમી હમી પાર્ટીન ગુઘાવી નાખે, નાસતાં નાસતાં ગાય, આદમી જાત સુટાં પાડીન લાવે, સુટાંરીન ગાય.

કસની પરી રે રે પરી રે અબડાહે મારી જાત...(૨)
મારી જાત સે વાણિલા રે અબડાહે મારી જાત

મારી જાત સે ગાંસેડા રે અબડાહે મારી જાત
ઢાળ બદલે બીજું ગાય
રે... તું ઉરી આવ ઉરી રે...બાવલ પરનું બાજરીયું...(૨)
તન સમસુ ભાઇ બુલાવે રે બાવલ પરનુ બાજરીયું...(૨)
તન રાખવા હારું તીડે રે બાવલ પરનુ બાજરીયું...(૨)
તન રાખી લીહે રાખી રે બાવલ પરનુ બાજરીયું...(૨)

હાંજના થુડીકવાર ટાડાં પડે, થુડુંક ઇંદારું થાતાં જાંન ભાળવા આવનારાં આવવા મંડે, ફરતાં ગાંમાંનાં આવે, આદમી જાત મુડાં રમે, અમા હમા લીણ બણીન ગુળ ગુળ ફરે અન ગીતાં ગાય, એક બીજા ઇપેર સડાવો કરે, આંટી પાડે બીજાની પાટીન હરાવવા ગીતામાં કોયડા મિલે, નાળી નાળી ટુળગ્યી બણાવીન નાંની પાટી વાળા નાળા રમે.

નાંનાં સુરાં નાળી નાળી ટુળગ્યી બણાવીન વાગ બુકડી વાળી રમેત રમે થુડીક વાર રમે, પસી વાંનો નિકળે રમી રમીન થાકે વાંનો પુરો થાય, વાંના વાળાં વખીરાય અન થુડીકવાર આડા પડે, બૈરાંનાં મોડાં આખી રાત સાલે, હાસું જુઠું ગાય, કિતરાંક વાંના કે જાનને દન ધુર રમે, ધુરમાં બૈરાં જુડાય, બે પાટી પડીન અમા હમા ઝીલે.

માલો ધોળી ઘુડી વાળો લાલ, મારે જાવું માલાને...(૨)
માલો નાંનાંથો સુબિતો લાલ, મારે જાવું માલાને...(૨)
માલો વાંકડી મુસ્યાંનો લાલ, મારે જાવું માલાને...(૨)
વાલો ભમ્મર ભુરીલાંવાળો લાલ, મારે જાવું માલાને...(૨)
માલો કેડયાં કંદુરા વાળો લાલ, મારે જાવું માલાને...(૨)
માલો કાનુંમાં કઠુડા લાલ, મારે જાવું માલાને...(૨)

વિવા થાય તી દનાંમાં ઇનાંનો વટ ભાળવા જડે, ધુયા ધાયા વગરનાં. રે પુણ વિવાંનાં વખતમાં ઉજળા બંડીગ થાઇન નીકળે, જાનમાં જાય તી દન તાજાં સીતરાં પેરે પુણ જાંન નો ઉતારો ખેતરમાં કે ઝાડ નીસાં વે તાં કાકરાંમાં વગર ગુદડગ્યી હુવે, નવાં સિતરાંવે તીનાંન લાંમો વખત સલાડવા વાળીન કોન મિલતાં પુણ આમળો સડાવીન હાંડલામાં ઘાલી મિલે તી વિવાની વખતમાં કે કુઇક વખત પરુણા જાય તર કાડીન પેરે, ઇનાંનો રંગ ઇનાંનાં ગીતાં સે. ગીતમાં વળખાઇ જાય, જાંનને દન મોડી રાતે બૈરાં ગાય તી ઇનાંની અસલ ગાવે ના ઢાળની રીત સે. બે પાહેનાં અમાં હમાં ગાય, લાડા પાહેના ગાય -

ઝગમગ તારીયું ઉગેલું બડા રાજ...(૨)
મારો ભાઇ તે પાંનકીને લાવહે મારા રાજ
મારો ભાઇ તે ટળીલીને ટાળહે મારા રાજ
મારો ભાઇ તે વાટી ઉબી મિલહે મારા રાજ

લાડી પાહેનાં ગાય -

મારી બેન તે મનસુખાને જાહે મારા રાજ
મારી બેન તે ટળીલાને ટાળહે મારા રાજ
મારી બેન તે હાટમાં ભુલે પાડહે મારા રાજ

વટ, વેવાર, વેર અન વેમ ઇનાંન લુઇમાં સે, કિવેનું વે તી બદ્દું જાંન ને દન બકે પસી ટાડાટપ, મોડાંહુદા ગાય અન ફીરા પાડવેની વખત થાય તી પેલાં અમાં હમાં કિતરાક તાંના મારે, એક બીજાનો વાંક કાડે તીમાં બદી વાતી ભીળવી કાડે પુણ તી વાતુંનો કુઇ વાંદો નથી લેતું, બૈરાં હમશે હમશે ગાય. દીજ આલ્યું, દાપાં સુકતે કર્યા ઇતરે લાડી લીજાવેનો અધિકાર જાંન વાળાંનો ગણાય.

માંગ્યા ઇતરા આલી દીદા હાઉ હીની વાર હાઉ હીની વાર.....(૨)
પાઇ સૂક આલી દીદા હાઉ હીની વાર હાઉ હીની વાર
નરસિંગ હાંડે આલી દીદા હાઉ હીની વાર હાઉ હીની વાર
માંગ્યા ઇતરા વીરી દીદા હાઉ હીની વાર હાઉ હીની વાર
તારે હાંડે આલી દીદા હાઉ હીની વાર હાઉ હીની વાર

ઢાળ બદલે નવે સાળે ગાય, રંગ સડતો જાય તીમ તીમ ઇનાંનો વટ પડે, માંયન માંય કરગ્યાટે, ટાડમાં બીઠાં ઇનાંન ગાવેની ટાડ સડે, જાનને દન ભાત ભાતનાં ગીતાં ગાય, ગીતમાં ઇનાંનો રાગ ગાવેનો ઢાળ નાળો, જાંનને દન મોડું થાય તી કાઠું પડે, ભળ ભાખળેના ફીરા થાવા જુગ્યે. કુડડો બુલવેની વળાથાય ઇતરે જાન પડીલી વે તે લહ લહવા મંડે.

કરરે લાડી ઉતાવેળ દાડો ઉગે સે.....(૨)
મારા ભાઇનું સુંગું વાદહે દાડો ઉગે સે
તારા ભાઇનું આબરું જાહે દાડો ઉગે સે
કરરે ટડસી ઉતાવેળ દાડો ઉગે સે
તારો ભાઇતે લાજી મરહે દાડો ઉગેસે

પાંજરુ આલી આવે ઇતરે લાડી સીતરાં પેરીન ફીરા ફરવા તીયાર, ભરાડીથી ઉસકીન બારતી લાવે તાં ફીરાફરે. લાડીનાં ગીત ગવાય, બે પાહેનો વાક કાડીન અમાં હમાં ગાય, નાળી નાળી ટુળગ્યાંમાં ગાય, ઢુલ વાળા એક પાહે રમેત કરે. ફીરા પાડે તી વખત ઘમરોળ ઉડે. બૈરાં માંડવોલીન ગાય.

લાડીન તૈના ગાય-

લાડી લાડા હમું ભાળ, લાડી લાડા હમું ભાળ
જાંણે ટીમરવેનું થોક, જાણે ટીમરવેનું થોક
જાણે ઉજાડમાંનો વાંદરો, જાણે ઉજાડમાંનો વાંદરો

લાડાન તૈના ગાય-

લાડા લાડી હમું ભાળ...(૨)
જાણે ટીમરવેનું થોક...(૨)
લાડા લાડી હમું ભાળ...(૨)
જાણે કલેડાનું બુંદું...(૨)
લાડા લાડી હામું ભાળ...(૨)
જાંણે ઉજાડમાંની વાંદરી...(૨)
જાંણે કુવામાંની ડેટડી...(૨)
કુણ ઉસું રે...કુણ નીસું રે...
લાડો ઊસો રે, લાડી નાસી રે...

બીજું ગાય -

મારો ભાઇતે ઇમ કિતોતો જુડા વાડી હે, જુડાવાડી હે.
જુડાવાડી કાંથી ભાયા ટળીલી લાડી હે, ટળીલી લાડી હે.

ગાય નાસે, બે પોગી ઉસાં થાઇ થાઇન કુદે, બે હાથના માંડવા લે પોગ ધમ ધમ કરે, માતા સડીવેન કુદે તીમ કુદે, બજારમાંથી લાવીલું અન હાસવી રાકીલું પાંનબીડું કાડીન કિતરાકતે ફીરા વખત ખાય, ગાવેની, નાસવેની, રળાઇ કરવેની સુટ મળે તીનો લાબ લે. મન ફાવે તીમ નાસે. ફીરા પુરા થાય ઇતરે લાડી પાહેનાં બૈરાં સોરીમાં ફરી વળે. અન એલફેલ ગાય.

સોરી ફરતો રે ગમીરો લી ફર્યો...(૨)
રમલી ફરતો રે ગમીરો લી ફર્યો...(૨)
રમલી પડે રે ગમીરો લી ફર્યો...(૨)
ભાયો સડે રે ગમીરો લી ફર્યો...(૨)

રીલવાઇનું ઇણજીન ધીરું ધીરું રગે પસી ડુટ કરવા મંડે ઇમ ડુટા ડુટ કરીન ગુળ ગુળ કુંડાળામાં ફરે, માંડવોલીન ગાય, ધુળો ધુળો ઉડાડ કાડે પસી ધીરાં ધીરાં થમી જાય, વિવાનું કામ પુરું થાય ઇતરે ગીતાં ઉસાં થાય, થુડાં થુડાં મોડાં સાલે, ફીરા ફરીન લાડો જાનમાં બીહે, તાં, હળદ લગાડે પસી રવાના થાઇ જાય, કિતરીક વખત લાડીન લીન જાય, જાતી વખત બૈરાં ગાતાં જાય.

સુટાં માથાં ગુથાડ દીજો વૈઉન કિજો વેલી આવે...(૨)
વૈઉન કિજો વેલી આવે પાનકીન કિજો હાતી આવ...(૨)
ઘેર દૈણું પડયું સે, વૈઉન કિજો વેલી આવે...(૨)
વાહિદું પાણી કરવા હારું વૈઉન કિજો વેલી આવે...(૨)

ટુપલું રુટા કરવા પડહે વૈઉન કિજો વેલી આવે
રામુડી બેનનાં પુટલાં કરવા વૈઉન કિજો વેલી આવે.

કુદરોત ઇનાંનો આધાર, નસીબમાં વે તે મળે, ઇમ માંને, તાલુકાવાળા ઉપરેશન કરાવવેની વાત કરવા આવે તી વખત કાંતે ગુજરાતમાં વે અન કીતરિક વખત ઘેર વે. વાત કોન હાંમળતા. અન ઉપરેશન વાળાંન કોન જડતા, એકતે ધાવતું વે અન બીજું જણી કાડે. કુદરત ઇનાનો ભાઇબંદ ઇતરે કુદરત પરમાણે સાલે. આખું વરહ મિનેત મજૂરી કરવા ઘેર બારતા જાતા રે અન સુમાહાના ઘેર આવે. કાંમ કરીન ખાવેની ઇનાંની રીત સે. નસબંદી વાળાંન ગણતા કોન ઇતરે ઇનાનતાં વહતી વદાર. કિતરાક બે, ત્રણ કે સ્યાર બૈરાં રાખે, ઇમ કે સે કે પેલાંના વખતમાં હાત બૈરાં રાખવાવાળા હીતા. એક કરતાં વદાર બૈરાં રાખવાવાળાન તાં મનખાં વદાર. ભીલહમાજમાં ઇવું માનેસે કે કુદરોત આલે તી પાસું ની ઠીલવેનું. પણેન થુડાંક વરહ થાય તીમાંતે વહતી વદારો કરનાખે. બૈરાંનાં આંણાં ફરવેનો રીવાજ સે કીતરીંક વખત સુરાં હાતી પુતેના પિયોરમાં જાય. પિયોરમાં જાયતી વખત માથે પુંટલું, કાંખમાં સુરુ ઉસકીલું વે અન એક બે અગેડ સાલતાં ભળાય, બદાંથો અગેડ સુરાનો બા સાલે તીન ખાંદે એકાદ બીઠીલું વે અન આખી લંગાર રીલવાઇની લીણ બણીન જાતાં ભળાય. ઇનાંનતાં એક હરકું ખાવેનું મળે ઇતરે સુરાં પુણ દુબળાં, મિનેત મજૂરી કરવા જાય તી વખત સુરાંન હાતી લીતાં જાય ઇતરે મુટાં સુરાં નાંનાંન હાસવે, સુરાંન ભણાવવેનું નાંમ કોન લીતા. મજૂરી કરવા નથી જાતા તીનાંનતાં સુરાં વે તી ડગરાં-બુકડાં સારવા જાય, ભણવેની વાત કોન કરતા, સોપડીમાંની વિદ્યા આપડે મોડે ની સડે ઇવું કે.

○



# ભીલનું ગોતર

સુરમલ વહોનિયા

આપડા દીહમાં આદિવાસિયુંની વહતી ઘણી સે, ભણીલાં લુકાં ઇમ કે સે કે બદાં લુકાંન ભીળાં ગણવામાં આવે તીમાં હાત (સાત) ટકા વહતી આદિવાસિયુંની સે, ઇમ પુણ કે સે કે દીહમાં સ્યારહીંન હતાવીહ (૪૨૭) આદિવાસિયુંની જાતી સે તીમાં બદાંથી મુટી સાંથાલ જાતિ સે. દીહના બરુબર વસના ભાગમાં રીનારી મધ્યો પરદેહરાજ્યોની ગોંડ નામની જાતિનો બીજો નમર, અન આખા દીહમાં તીજો નમર ભીલ જાતિનો સે. ગુજરાતના ભીલ બદાંથી જુના આદિવાસિ ગણાય સે. આપડા દીહમાં મધ્યુ પરદેહ, રાજુસ્થાન અન મહારાષ્ટ્રમાં ભીલ પરજાની વહતી વદાર સે, બીજા મલકમાં ઉસી વહતી સે. ગુજરાતની આદિવાસિ વહતીમાં બદાં કરતાં વદાર વહતી ભીલુંની સે. હુરીમાં ઠેઠ બનાહકાંઠેથી લીન રાજુસ્થાન, મધ્યુ પરદેહ અન મહારાષ્ટ્રના સરહોદવાળા ભાગમાં ઇ જાતિની પરજા રે સે.

ભીલ જાતિનાં કુઇ સોપડાં લખાયાં નથી ઇતરે ઇ કાંથા આયા, કાંના રીવાસી સે, કઇના જનમારાથી આં રીતા આયા સે તી વળખાતું નથી. કીતરાંક સોપડાંમાં ઇનાંની વાતીં સે પુણ ઇનાંની જાંણકારી મળતી નથી, ઇનાંની જાંણ હારુ આડી અવળી વાતી સે. ભણીલાં ગણીલાં લુકાંમાં કિતરાક ઇમ કે સે કે ભીલ લુકાં અસલમાં અઇનાં રીવાસી સે. આપડા દીહમાં આર્યુ નાંમની એક પરજા આવી ઇ વખતમાં ઇની ધરતી ઇપેર ભીલ લુકાં રીતાં તાં, આર્યુ હાતી ની બણ્યું ઇતરે ઇનાંન લડાઇ થાવા મંડી અન ભીલ નાઠા તી જંગલમાં જાંઇન ભરાઇ ગ્યા, કીતરાંકે જંગલમાં જમી કાડી અન ડુંગરોમાં જાઇન રીવા માંડયા. ઇમ કેસેકે આદિવાસિ ઇનાદીહના મૂળ રીવાસી સે, ઇનાંનું અસલ વતોન આપડો દીહ સે. આપડા દીહીની જૂનામાં જૂની પરજા સે ઇતરે ઇનાંન આદિવાસિ કિવામાં આયા સે.

કીતરાંક તે ઇમ કે સે કે આર્યુ નામની પરજા આપડા દીહમાં આવી તી પેલાં આદિવાસિ ઇના દીહમાં રીતાતા અન રાજપાટ સલાડતા. આર્યુ હામે હારીગ્યા ઇતરે ઇ જંગલમાં જાતા રહ્યા.

ઇ બદાં ઇના દીહનાં હીતા કે કીથાંકથા આવીન અઇ વહયા તીમ કિવું કાઠું સે. કિતરાંકે તે ભીલુંના લુઇની તપાહ કરાવી તીમાં નાળું નાળું જડયું, તીની નાળી નાળી વાતી પૂણ સે. કિતરાંક દ્રાવિડિયન કુળ પેલાંના ગણે સે ઇતરે ઇમ કે સે કે આર્યુ અન દ્રવીડ પરજા કરતાં ભીલ પરજા ઇના દીહમાં પેલાંથી રીવાવાળી પરજા સે પુણ ઇનાનું માથું, નખુડું, ગળું, લેલેડ, મોખામણું અન સાતીનો ભગવો તપાહતાં આર્યુની પરજા જીવું ભળાય સે. ઇતરે ઇમ કિવાય કે આર્યુના વંહ વિલામાં કિતરાંક ઇનાંનાં લખણ પડીલાં સે. ગુજરાતના ડૉ. મજુમુદારી તે ભીલુના લુઇની તપાહ કરી તીમાં આર્યુનું લુઇ વદાર સે. પેલવેલી ટુળીમાં ઇ આયા વે અન આર્યુ વગરની જાતિમાં

ભળીગ્યા ઇવું કિવા વાળા પુણ સે. કિતરાકતે કોલ અન સાંથાલ જાતિમાં પુણ ગણે સે.

દીહના નાળા નાળા ભાગમાં રીવા વાળા અન મૂળ રીવાસી ઇવા ભીલ જાતિની પરજાન કિતરુંક વિઠવું પડયું તીની વાતી પુણ કિતરાંક સોપડાંમાં લખીલી સે. આપડા દીહમાં બારતાંથી આવનારી પરજા અઇના રીવાસીયુન રંજાડતી અન કીતરીક વખત દીહના નાળા ભાગમાં રીવા વાળી પરજા પુણ આદિવાસિ પરજાન હેરાન કરતી તીમાંની કિતરીક વાતી સોપડામાં સે. ભીલ જાતિનાં કિતરાક તે રાજા હિતા અન કિતરાંક તે સરદાર પુણ બણ્યાતા, તીનાંન ઉરાવવા દીહનાં બીજા મલકનાં રાજાઉંએ કિવું કર્યું તીની વાતીં સોપડામાં મળે સે, ઇમ કિવાય સે કે રજપૂત, મુગલ અને મરાઠા જાતનાં રાજાઉંએ ઇનાં ઇપેર જુલમ કર્યો પુણ રાજગાદી ઇપેર તીનાંનો અસલ હક્ક રે ઇની સાબીતી હારુ રાજપૂતનાં રાજ્યુંમાં રાજા ગાદી ઇપેર બીહે તી પેલાં ભીલના અંગુઠામાથું લુઇ કાડીન ટીલું કરવેનો રીવાજ પુણ જાણીતો સે.

ભીલ પરજાની તપાહ કરવાવાળા નાળી નાળી સોપડચાંમાં ભીલ જાતિની વાત કરે સે. હંસ્કૃત ભાસ્યાના જાણકાર ગુણાઢય કરીન સે તીની સોપડી બૃહતકથામાં અન આર્ય જાતિનો જુનો સોપડો વેદ નામથો વળખાય સે તીમાં પુણ ભીલુંનું નામ સે. હંસ્કૃત ભાસ્યામાં ભીલ સે તી ભિદ્ ધાતુ માંથો બણ્યો અન તીનો અરથ ભેદવું ઇવો થાય સે. ભીલ શબદ હંસ્કૃત ભિદ્ તીમાંથો ભલ્લમાં ફીરફાર થાઇન બણ્યો સે. ઇ બણતી વખતની તપાહ કરગ્યેત દ્ માં લ્ ભીગો થાઇગ્યો અન ભિલ્લ થાયો, ઇ જૂનો શબોદ સે અન ભીલ ઇના પસીના વખતનો (મધ્યોકાળનો) શબદ સે.

પાકૃત ભાસ્યામાં ભિલ્લ શબોદ જડે સે, 'પઉમચ રિયમ'માં ભિદ્દના ઠિકાણે ભેલ્લ શબદ આયો સે. તામીલ ભાસ્યામાં બીલ શબોદ સે. બીલ ઇતરે બાંણ (હરગ્યાંન કાંમઠીના અરથમાં) ભીલ જમાંનાથી પુતેના હાથમાં હરગ્યાંન કાંમઠી રાખતો આયો સે. જંગલના જનાવરાંથી બસવા હાથમાં હરગ્યાંન કાંમઠી લીન ફરતો અન કિતરીક વખત શિકાર કરવા હારુ પુણ હાથમાં હરગ્યાંન કામઠી રાખતો, ઇતરે ગમેતાં જાય તી વખત ભીલ હરગ્યાનં કામઠી હાતી રાખતો ઇના હારુ બીલ નામ આલીલું સે. ભીલ જૂનાં જમાનાથી પુતાનું અસલ હથગ્યાર બાણ ગણાવે સે.

જુનામાં જુનાં સોપડાંમાં ભીલ પરજાની વાત આવે સે તીમાં ભાગવોત પુરાણ નામનું સોપડું પુણ સે. તીમાં કિવાયું સે કે જુના જમાનામાં રાજર્ષી અંગના વંશુજમાં વેન નામનો રાજા થાઇગ્યો તી ધન દુલતમાં સક્કીગ્યો પરજાન હાસવવેનું સુકીગ્યો ઇતરે પરજામાં ખાના ખરાબી, ખુન ખરાબી વદવા માંડી. પરજા લુટાવામંડી, દેખભાળ કરવાવાળું કુઇ નથી ઇતરે કિતરાકતે મનફાવે તીમ લુકાંન રમાડતા અન લુટતા, ઇ ભાળીન કિતરાક રુષીમુની (સાધુબાવા) થું નીં રીવાયું તી બદા દોડતા દોડતા રાજાન હમજાવવા રાજાના દરબારમાં ગ્યા, પુણ ઇમ કિવાય સે કે રાજાએ તીનાંનું અપમોન કરીન કાડી મિલ્યા. અન પુતે ભગવાંન સે ઇમ ગણાવતો ઇતરે રુષીમુનીયુંન લાગી આયું, તીનાંય હરાપ દીદો અન રાજા મરીગ્યો. પરજા રણીધણી વગરની થાઇ ગઇ ઇતરે વદાર વગડવા માંડી. રુંષીમુનીયું વસ્યાર કરે કે હાઉ પરજાન કુણ હાસવે ઇતરે ઇનાંય રાજાના હાતોળમાંથો એક માંણહ બણાયો, ઇ માણહ કાળા રંગનો, સપટા નખુડાવાળો, મુટા મુટા હુઠ, રાતી સુહ આંખ્યી, અન તાજો ડીલીં હીતો. જલમતાંની હાતી તીને પુણ રાજાના ગુણ લી લીદા ઇતરે ઇ પુણ અપરાદી ગુણ વાળો જલમ્યો. જલમતાં હાતી ઉબો થાઇન

રુષીમુનીયુંન પુસે કે હાઉ માર કઇનું કામ કરવેનું સે ? રુષીમુની હમજીગ્યા ઇતરે ઇનાંય ઇન નિષીદ ઇમ કીદું, નિષદનો આરોથ બીહીજા ઇવો થાય. ઇતરે ઇન ઇવું કિવામા આવે સે. નિષાદ અન ભીલ શબ્દ એક હિવા જુગ્યે કિતરાંક ઇનાંન હરકા ગણે સે. નિષાદ વેદુંના વખતની જાતિ સે. નિષાદને આગ્નેય પુણ કે સે.

નાળી નાળી બુલી બુલવાવાળી જાતિ સે તીમાં સન્થાલ, મુંડા, અન સબર સે, ઇનાંન કોલ પુણ કે સે. નિષાદ ઘણી જુની જાતિ સે. વાલ્મીકી રુંષીન પુણ ઇ જાતિ હાતી સંબોધ સે. વાલ્મીકી પુતે ભીલ સે અન ડાકુ રત્નાકર નામથી લુંકાંન લુટતો, પુણ સાદુ સંતુના મેળાપથો રુંષી અન કવિ થાઇગ્યો ઇ આપડો જુનો કવિ સે. ઇતરે સોપડાં વાળા ઇન આદિકવિ કે સે. ઇનો પુણ વસ્યાર કરવા જીવો સે.

મહાભારુતમાંનો ઇકલોવ્ય ભીલ હિતો. તીનો અંગુઠો ગુરુ કપાવી લે સે. ઇમ કિવાય સે કે નિષાદ રાજા હિરણ્યુધનુનો સુરો ઇકલોવ્ય દરોણગુરુ પાહે બાંણવધ્યા હિકવા જાય સે તીન ગુરુ નિષાદ ગણીન હિકવતા કોન અન કાડી મિલેસે તર તી ગારમાંથી મૂર્તિ બણાવીન તીન હમી રાખીન હિકેસે. એક દન ગુરુ ફરતા ફરતા આયા તીનાંન ખબર પડી કે અઇ બાંણ વધ્યા હીંકીલો કુઇક સે તીને કુન કનથી ઇવી વધ્યા હીકી તીની તપાહ કરી. પુતેની મુર્તિન અગેળ રાખીન વિધ્યા ભણ્યો ઇમ કિદુ ઇતરે ગુરુએ જમણા હાથનો અંગુઠો ગુરુ દખીણામાં માંગી લીદો. એકલોવ્ય પુણ વટથી અંગુઠો કાપી આલે સે.

રામાયુણમાં શબરીનું નામ સે તે શબરી ભીલ જાતિની સે. ભગવાન રામ જંગલમાં જાયસે તી વખત ભીલ કિવો હાત આલે તીની વાત તુળસીદાસ નામના એક ભગત(કવિ) કરે સે. આપણા દિહના એક મુટા કવિ મેથીલી સરોણ ગુપત વાત કરે સે કે નિષાદ, ભીલ, શબર, ઇ શબદ જંગલમાં રીવાવાળા વનવાસીયું હારું સે.૦

ભીલ જાતિની જુની જાણકારી ભાગવોત પુરાણ, અગ્નીપુરાણ, વાલ્મીકી રામાયુણ, મહાભારત, મોનસ્મૃતિ અન શિવપુરોણમાં મળે સે. ભીલુંનો સંબંધ શીવ ભગવાંન અન પારોવતી માતાની હાતી હિતો. શીવ પુરાણમાં ભીલ શીવથી પેદા થાયલા વતાડ્યા સે. અન મનોસ્મૃતિમાં બાંમુણ બાપ અન નીસા હમાજની અસ્ત્રીથી પેદા થાયલા ગણ્યાસે. માહાભારતમાં ઘણાં ઠીકાંણે ભીલુનાં નાંમ આવે સે.

○



